Published by Keshavjee Ramjee Luckmidas, Warden Road, Bombay.

# મુંબઈ પ્રાંતિક ભાટીઆ પરિષદ્ના દ્વિતીયાધિવેશનપ્રસંગે

સન્માનકારિણી સભાના પ્રમુખ

## શ્રીયુત કેશવજી રામજી લખમીદાસે આપેલું ભાષણ.

સંવત્ ૧૯૮૧ સન ૧૯૨૫

Printed by Ramchandra Yesu Shedge at the
Nirnaya sagar Press, 26-28, Kolbhat Lane, Bombay

श्रीकृष्णाय नमः।

સન્માનકારિણી સભાના શ્રીયુત સભ્યો, આપની સભાના પ્રમુખ તરીકે આપે મારી નેમણુક કરી તે માટે હું આપનો અત્યત આભાર માનુ છુ

સદ્‌ભગિનીઓ અને સદ્‌બધુઓ, આપ સૌને અત્રે આવકાર આપતા મને ઘણો હર્ષ અને આનદ થાય છે આ સમેલન આપણી જ્ઞાતિના–સમૂહ રૂપે આપણા પોતાના–ઉદય માટે આપણી તીવ્ર લાગણીની નિશાની છે

## પરિષદ્‌નો હેતુ.

પરિષદ્ ભરવાનો હેતુ એકત્ર મડળરૂપે વિચાર કરી કાર્યક્રમનો નિર્ણય કરવાનો છે હાલના સમયમા મોટે ભાગે પરિષદોએ કરેલા ઠરાવોનુ સગીન પરિણામ આવતુ ન હોવાથી તેમની (પરિષદોની) ઉપયોગિતા વિષે પ્રજાની માન્યતા ઓછી થતી જાય છે તેથી આ પરિષદ્‌રૂપે આપ જે ઠરાવો પસાર કરો તેનો સગીન રીતે અમલ થઇ શુભ પરિણામ આવે એવી યોજના કરવા ઉપર આપ ખાસ ધ્યાન આપશો એવી મારી આપને નમ્ર સૂચના છે તેમ કરવાથીજ આપ આ પરિષદ્‌ની સફલતા પૂરવાર કરશો

આપણી જ્ઞાતિની પ્રગતિ માટે આપણે કેવા ઉપાયો લેવાની આવશ્ય કતા છે તે સબધી મારા નમ્ર વિચારો હુ હવે આપની સમક્ષ મૂકીશ

# આપણી જ્ઞાતિનું કર્તવ્ય.

## આપણી જ્ઞાતિનો પ્રાચીન ઇતિહાસ.

શૂરવીર, સાહસિક, ઉચ્ચ માનસિક અને નૈતિક ગુણો ધરાવતી આર્યાવર્તની પ્રજાના એક વિભાગ તરીકે આપણા ભાટીવશનો ઇતિહાસ સુવિખ્યાત છે તે ઇતિહાસ તેવી સસ્કારી અને પરાક્રમી જ્ઞાતિના સભ્યો હોવા માટે આપણને મગરૂર બનાવે એ સભવિત છે તેવા ઉચ્ચ ગુણો ધરાવતા પૂર્વજોના આપણે વશજો છીએ એ જ્ઞાન આપણને જેટલુ મગરૂર બનાવે છે તેટલુ જ તે પૂર્વજોના સતાનો તરીકે આપણી ઉચ્ચ અને મહાન્ ફરજોનુ આપણને સ્મરણ કરાવે છે

## આપણું–વર્તમાનકાળની પ્રજાનુ–કર્તવ્ય.

આપણી કોમના ભૂતકાળના ઇતિહાસ કરતા વર્તમાન અને ભવિષ્યકાળનો ઇતિહાસ વધુ યશસ્વી, તેજસ્વી અને ગૌરવયુક્ત બને એવા પ્રયત્નો અને ઉપાયો યોજવાની ભારી જવાબદારી તે જ્ઞાતિના સાંપ્રત–વર્તમાનકાળના–

સભ્યો તરીકે આપણામાની દરેક વ્યક્તિ ઉપર રહેલી છે તે જવાબદારી–તે આપણુ કર્તવ્ય–બજાવવામા જ્ઞાતિના સભ્યો તરીકે આપણી સૌની યોગ્યતાની સાબીતિ સમાયલી છે એક સુપ્રસિદ્ધ લેખક લખે છે તેમ જવાબદારી એ ઈશ્વર તરફની મનુષ્યની કસોટી છે ( Responsibility is God's test of man ) તે કસોટી પાર ઉતરવાને આપણી કોમના ઉચ્ચ ઇતિહાસ ( noble traditions ) ને યોગ્ય–તે ઇતિહાસને શોભાવે–એવી મતિ અને શક્તિ શ્રીકૃષ્ણ પરમાત્મા આપણને આપો એવી મારી તેમના પ્રતિ અતિ નમ્ર પ્રાર્થના છે

## જ્ઞાતિરૂપી વિભાગો કરવાનો હેતુ.

"ભટ્ટી" કોમ તરીકે આપણી જ્ઞાતિ સગીન કાર્ય બજાવી શકે તે માટે પ્રજાના જ્ઞાતિરૂપી વિભાગો કરવાની નેમ શુ છે તે આપણે સમજવુ જરૂરનુ છે કેટલાકોનુ ધારવુ છે જે પ્રજાના વિભાગો ( sects or castes ) આપણા દેશની પ્રગતિને અને આપણા વિકાસને આડે આવનારા છે જો આપણે બારીકાઇથી વિચાર કરીશુ તો તેમ નહી જણાય

દેશોત્કર્ષ (nation–building)ના અને મનુષ્યની ઉત્ક્રાંતિ (human progress or evolution) ના કાર્યો મહાન્, વિશાળ અને અઘરા છે બધા વાસ્તવિક સુધારા અને પ્રગતિ, બધી ખરી સસ્કૃતિ, ડા રબીન્દ્રનાથ ટાગોર કહે છે તેમ, મુશ્કેલીઓના પાયા ઉપર રચાયેલી છે ( All true civilizations have been built upon the bedrock of difficulties) તેવા જનસમાજની ઉન્નતિના મહાન્ અને ગહન કાર્યો સારી રીતે ફતેહમદ થાય તે માટે દેશની પ્રજાના સવળપડતા વિભાગો અથવા મડળોરૂપે એકત્રિત પ્રયત્નો ( united and co ordinated efforts ) કરાય એ આવશ્યક છે જો વિભાગો રૂપે પ્રજાના જુદી જુદી દિશાના–સામાજીક, માનસિક અને ધાર્મિક–કાર્યોનો નિર્ણય અને અમલ કરવામા ન આવે, જો દરેક વ્યક્તિ છુટીછવાઈ અને અવ્યવસ્થિત (unorganized) રીતે પોતાનુ જુદી જુદી દિશાનુ કાર્ય કરે તો તે કાર્યોની અસર અને પરિણામ કદી સગીન અને પ્રબળ થાય એ અશક્ય છે હિંદમા જ્ઞાતિઓની રચના અને બધારણ એ જ વિભાગના નિયમ ( principle of divison ) ઉપર થયેલા હોવા જોઇએ અને છે તત્ત્વમસિ અને સર્વાત્મભાવના ઉંચામા ઉંચા સિદ્ધાતોનુ પ્રતિપાદન અને અનુભવ કરનારી પ્રજાના બધારણો તે સિવાય અન્ય હેતુથી, કેટલાકો કહે છે તેમ ચઢીઆતા અને ઉતરતા વર્ગોના ભેદો પાડવાના સાકડા વિચારથી કરાયેલા હોય એ માની ન શકાય એવુ છે

જો આપણે યોગ્ય રીતે વિચાર કરીશુ તો આપણને જણાશે જે જ્ઞાતિઓની પ્રગતિ એ સમસ્ત પ્રજાની ઉન્નતિનુ એક પગથીયુ છે જ્ઞાતિઓ તેમના ઉત્કર્ષદ્વારા રાષ્ટ્રનુ અને મનુષ્યજાતિની પ્રગતિનુ વિશાળ કાર્ય બજાવવા દરેક પુરૂષ અને સ્ત્રી-વ્યક્તિને લાયકાત અને તક મેળવવાનુ સાધન અને ક્ષેત્ર છે

હિંદુધર્મના સિદ્ધાતોનો બારીક અભ્યાસ કરનાર ભગિની નિવેદિતાના જ્ઞાતિના ઉદ્દેશો સબધી વિચારો અત્રે અગત્યના અને મનનીય જણાશે

It is not the desire to separate from others, but the desire of men to unite themselves together round the banner of a common truth or ideal that brings the sect into being

The sect is a church and a church to quote a time-honoured definition is neither more or less than a company of faithful people

The sect is mother and friend and guardian, guru and generalissimo and banner, all in one

The sect is really an assertion of unity, not of difference, an association, not a separation, a brotherhood, not a schism

અર્થ—મનુષ્યોની બીજાઓથી જુદા પડવાની ઇચ્છાથી નહીં પણ સામાન્ય સત્ય અથવા આદર્શ હેઠળ સર્વને એકત્ર કરવાની ઇચ્છાથી જ્ઞાતિઓ હસ્તિમા આવી છે

વિભાગ એ એક ધાર્મિક સમૂહ છે અને લાબા વખતથી પ્રચલિત વ્યાખ્યા મુજબ ધાર્મિક સમૂહ એ શુદ્ધ નેમવાળી વ્યક્તિઓના મડળથી વધુ તેમજ ઓછુ નથી

જ્ઞાતિ એક સાથે માતા, મિત્ર, વાલી, ગુરૂ, સરદાર અને ધ્વજ છે

વિભાગ ખરી રીતે જોતા સપસૂચક છે, ભેદસૂચક નહી, વિભાગ બધુત્વ સુચવનારૂ મડળ છે, જુદાઇ સુચવનારૂ ભગાણ નથી

જ્ઞાતિઓરૂપી વિભાગો નુકસાનકારક કેવી રીતે થવા સભવ છે તે સબધમા પણ ભગિની નિવેદિતાનો અભિપ્રાય અગત્યનો છે

" Undoubtedly the temper that splits hairs continually over minute differences of doctrine, that welcomes

dispute, and divides societies on the slightest pretext is mischievous and reprehensible "

અર્થ—"ઝીણા મતભેદની બાબતો ઉપર વાદવિવાદ કરવાની વલણ જેથી તકરાર થવાનો સભવ રહે છે અને જેથી સાધારણ બાબત ઉપરથી તડ પાડવામા આવે છે તેવી વલણ અથવા સ્વભાવ, નિ સશય, નુકસાનકારક અને નિંદવાયોગ્ય છે"

આ ઉપરથી સ્પષ્ટ જણાશે જે જ્ઞાતિઓની ભાવના વિશાળદૃષ્ટિએ કુટુબોની ભાવના સમાન જ છે, અને દેશની સામાજીક પ્રગતિ ( social advancement ) એ જ જ્ઞાતિઓનો ઉદ્દેશ છે

અત્રે કેટલાકો એ પ્રશ્ન કરે કે જ્ઞાતિબધારણના હેતુઓ આટલા ઉચ્ચ છે ત્યારે આપણી જ્ઞાતિઓમા ભગાણ પડતા કેમ જણાય છે? જ્ઞાતિઓ જ્ઞાતિજનોમા ઐક્ય વધારવાને બદલે કુસપ અને મતભેદનુ કારણ કેમ થઇ છે?

## આપણી જ્ઞાતિની પ્રગતિ ન થઇ શકવાના કારણો.

જો કે દરેક બાબતમા મતભેદ એ કુસપ સુચવતો નથી પણ કેટલીક બાબતમા અગત્યની બાબતો ઉપર પુખ્ત વિચાર સુચવે છે, છતા આપણી જ્ઞાતિ છેલા થોડા વર્ષોમા પ્રગતિ કરી શકી નથી તેના કારણો આપણે તપાસીશુ તો તે નીચે પ્રમાણે જણાશે —

પહેલુ—જ્ઞાતિબધારણના હેતુઓ અને ઉદ્દેશ શુ છે અને જ્ઞાતિની દરેક વ્યક્તિને તે કેવી રીતે લાભકારક છે તે વિસરી જવાયુ છે

બીજુ—આર્યસસ્કૃતિ અથવા મનુષ્યની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિના મૂળ સિદ્ધાતો ( principles of Aryan civilization or evolution )નુ જ્ઞાન મોટા ભાગના જ્ઞાતિજનોમા મદ થતુ જાય છે

ત્રીજુ—જ્ઞાતિજનોમા સમૂહની લાગણી ( the spirit of the race ) ઓછી થતી જાય છે

ચોથુ—જ્ઞાતિહિતના અગત્યના કાર્યો તરફ પૂરતા લક્ષની ખામી

પાચમુ—જ્ઞાતિબધારણના હેતુઓ અને લાભોનુ વિસ્મરણ થવાથી જ્ઞાતિને લગતા કાર્યોમા દરેક વ્યક્તિની ભાગ લેવાની નિષ્ફળતા

છઠુ—એકબીજાના વિચારો સમજવાને પ્રયત્નનો અભાવ અને અસહિષ્ણુતા

આપણી જ્ઞાતિમા જે મુખ્ય સવાલે છેલા દશ વર્ષથી મતભેદ ઉભો કર્યો છે અને જેને લીધે પક્ષો પડ્યા છે તે સવાલ પરદેશગમનનો છે

પક્ષો ઉભા થવાને લીધે આપણી જ્ઞાતિની સ્થિતિ અવ્યવસ્થિત અને નિયમવગરની થઈ છે, જ્ઞાતિનુ બધારણ છિન્નભિન્ન થયુ છે, અને જ્ઞાતિ આગળ વધતી અટકી છે એટલુજ નહી પણ જ્ઞાતિ તરીકે આપણી કોમની હૈયાતી જોખમમા છે

તે કારણથી આપણુ જ્ઞાતિજનોનુ મડળ સગીન પાયા ઉપર કેવી રીતે મૂકી શકાય એ અતિ મહત્ત્વનો પ્રશ્ન હાલ આપણી સમક્ષ ઉભો થાય છે આ કાર્ય સફલ બનાવવામા આપણી કોમની દરેક વ્યક્તિનુ–અપવાદવગર દરેક વ્યક્તિનુ–નજીકનુ અને દૂરનુ ઉત્તમ હિત સમાયલુ છે તે તરીકે દરેક વ્યક્તિએ આ પ્રશ્ન ઉપર પોતાની ઉત્તમ શક્તિ પ્રમાણે વિચાર કરી તે સવાલનો નિર્ણય કરવા પ્રયત્ન કરવો ઘટે છે જ્ઞાતિનુ શ્રેયસ, જ્ઞાતિજનોનુ કલ્યાણ, યદુકૂળનુ ગૌરવ જ્ઞાતિના બધા નેતાઓની કાબેલ્યતની આ ગભીર પ્રશ્નનો ઉકેલ કરવામા સહાયતા માગે છે ગજાવર વેપારી અને ઔદ્યોગિક સાહસોને ફતેહમદ બનાવવાના, અગત્યના રાજદ્વારી, નાણાપ્રકરણી, કાયદા અને એવા મહત્ત્વના જાહેર અને બીજા પ્રશ્નોનો બાહોશીથી નિરાકરણ કરનાર આપણી કોમના અગ્રેસર ભાઇઓ આ સવાલનો નિર્ણય ન કરી, ગભીર અને અગત્યના સામાજીક સવાલની ગુચવણ દૂર કરવા તેમના વડીલો અશક્ત નીવડ્યા હતા એવો આપણી ભવિષ્યની પ્રજાને મત બાધવાને તક નહી જ આપે એવી આપણી દરેક વ્યક્તિની સપૂર્ણ આશા અને ઇચ્છા છે

## જ્ઞાતિનુ બધારણ.

આપણી જ્ઞાતિએ સુયોગ્ય બધારણ માટે મારા નમ્ર મત પ્રમાણે નીચે જણાવેલા કાર્યો હાથમા લેવા અત્યત જરૂરના છે

(૧) જુદા જુદા પડેલા પક્ષો દૂર કરી આપણી સમસ્ત જ્ઞાતિનુ એકત્ર બધારણ

(૨) સમસ્ત જ્ઞાતિને માન્ય એવા વિદ્વાન્ અને અનુભવી આચાર્યો અને પડિતોની સલાહ મુજબ આપણી જ્ઞાતિની સસ્કારીત સામાજીક સ્થિતિ (civilized social status) અને વર્તમાન પરિસ્થિતિ (modern times) એ બને બાબતો ધ્યાનમા લઇ જ્ઞાતિના નિયમોનો નિર્ણય

(૩) માતાની માફક જ્ઞાતિઓને અથવા મડળોને તેના નિયમનો ઉલ્લઘન કરનાર વ્યક્તિને શિક્ષા કરવાની સત્તા છે, પણ તે સત્તા સાથે તે નિયમોના દુરદેશ હેતુઓ અને રહસ્યોના જ્ઞાનનો, જો તે ઝાખુ થયુ હોય તો, જ્ઞાતિજનોમા પ્રચાર કરવાની, તે પૂરેપૂરી રીતે સમજાવવાની અને તે

નિયમોની તરફેણમા જાહેરમત કેળવવાની ફરજ પણ તે જ્ઞાતિઓ અથવા મડળો ઉપર રહે છે

આપણી જ્ઞાતિનુ સગીન બધારણ ચાલુ રહે અને તેના નિયમોનુ જ્ઞાતિજનો યથાર્થ અને અત કરણપૂર્વક પાલન કરે, તે હેતુથી ઉપર જણાવ્યા પ્રમાણે નક્કી કરેલા નિયમો બધનો નથી, પણ દરેક વ્યક્તિની સામાજીક અને માનસિક પ્રગતિ શક્ય કરે એવા ધર્મના—એટલે કે ઉચામા ઉચા વિજ્ઞાન ( Science ) જેના ઉપર સનાતન હિંદુ ધર્મના સિદ્ધાતો અને તેની ક્રિયાઓ રચાયેલા છે—તે ( વિજ્ઞાન )ના નિયમો કેવી રીતે છે તે સપૂર્ણ રીતે સમજાવે એવુ સાહિત્ય ( Literature ) સુપ્રસિદ્ધ અને જાણીતા વિદ્વાનો પાસે લખાવી ગુજરાતી અને અગ્રેજી ભાષામા પ્રસિદ્ધ કરવુ ઘટે છે આ પુસ્તકો પ્રસિદ્ધ કરવાની નેમ પાર પડે તે માટે હાલની કેળવણીથી ઉત્પન્ન થતી અન્વેષણ, ટીકા અને પૃથક્કરણ કરવાની વલણ ( examining, critical, and analytical tendency ) ધરાવતા વાચકોને સવલ પડે અને ખાત્રી કરાવે એવી ભાષા અને શૈલીમા આ પુસ્તકો લખાવાય એ ઇચ્છવાયોગ્ય છે, અને તેવુ આરોગ્યપ્રદ અને હિતકારક કાર્ય બજાવવામાજ જ્ઞાતિઓની ધાર્મિક, સામાજીક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ સાર્થકતા રહેલી છે

આવુ સાહિત્ય પ્રસિદ્ધ કરવા સબધમા મારા અભિપ્રાયના ટેકામા હુ અમેરીકામા પ્રસિદ્ધ થતા Herald of the Golden Age અને એવા સાહિત્યનો દાખલો આપુ છુ કે જે સાહિત્યની પ્રસિદ્ધિ અને ફેલાવાને પરિણામે તે દેશના કેટલાક વર્ગોમા માસાહાર અને મદિરાપાન મૂકી દેવાયા છે એટલુ જ નહી પણ પક્ષીના પીછા, પશુઓના ચામડા વિ ની બનેલી ચીજો પણ વપરાતી બધ થઇ છે

આજ બાબતના વધુ દાખલા તરીકે હુ જણાવીશ કે અમેરીકા, યરોપ વિ૦ દેશોના કેટલાક ભાગોની પ્રજા સ્વામી વિવેકાનદ, ડા રવીન્દ્રનાથ ટાગોર, ડા એની બીસેંટ વિ૦ ના ભાષણો અને પુસ્તકોની પ્રસિદ્ધિના પરિણામે આપણા સનાતન હિંદુ ધર્મના કેટલાક સિદ્ધાતોનુ રહસ્ય હવે સમજતી અને સ્વીકારતી થઈ છે

## જ્ઞાતિની પ્રગતિ અને તેના ઉપાયો.

જ્ઞાતિજનોની શારીરિક, આર્થિક, માનસિક અને નૈતિક પ્રગતિ માટે શુ ઉપાયો જરૂરના છે તે આપણે હવે જોઇશુ

શારીરિક તદુરસ્તિ, માનસિક કેળવણી, વેપાર, હુન્નર, ઉદ્યોગ અને કળા અને ઉન્નત ચારિત્ર્યયુક્ત અથવા ધાર્મિક જીવન એ રાષ્ટ્ર તેમ

સમાજની ઉન્નતિ અને આબાદીની દિશાઓ અને અગો છે આપણી જ્ઞાતિ તે દરેક વિભાગની ઉન્નતિ સારી રીતે અનુભવે એવો આપણે પ્રયત્ન કરવો ઘટે છે અને તેમાજ આપણુ જ્ઞાતિ પ્રતિનુ કર્તવ્ય સમાયલુ છે જ્ઞાતિની પ્રત્યેક વ્યક્તિ તે કર્તવ્ય યથાશક્તિ બજાવે તો તે કાર્ય અશક્ય નથી

## કેળવણી.

"The true progress of a nation depends upon the full development of the capacity and character of the individual and through him of the society Real reform must proceed from within"

અર્થ—"દેશની ખરી ઉન્નતિ તેની દરેક વ્યક્તિની અને તેની મારફતે સમાજની શક્તિ અને ચારિત્ર્યના સપૂર્ણ વિકાસ ઉપર આધાર રાખે છે ખરો સુધારો વિશુદ્ધ મનથી શરૂ થવો જોઇએ"

મનુષ્યની શક્તિઓ–શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓના સપૂર્ણ વિકાસ માટે તેની સમજણ શક્તિનો વિકાસ પહેલો આવશ્યક છે કેળવણી સમજણ શક્તિ કેળવવાનુ અને ખીલવવાનુ સર્વોપરિ અને શ્રેષ્ઠ સાધન છે કેળવણી વગર માનસિક વિકાસ (development of the mind) અસભવિત છે તેથી આપણી જ્ઞાતિની પ્રગતિ અને અભ્યુદયના સૌથી પહેલા ઉપાય તરીકે આપણે આપણા બાળકોની–ભવિષ્યના જ્ઞાતિજનોની–કેળવણી ઉપર ધ્યાન આપવાની જરૂર છે

ખરી કેળવણી કોને કહેવી અને તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તે સબધમા સુપ્રસિદ્ધ કેળવણીના અનુભવીઓના નીચે જણાવેલા અભિપ્રાયો ઘણા અગત્યના જણાશે

'Knowledge is truly the bread of life'

અર્થ—'વિદ્યા ખરી રીતે જોતા મનુષ્યના જીવનનો ખોરાક છે'

---

'Education to the utmost of which we are capable is the first of human rights'

(Sister Nivedita)

અર્થ—'આપણાથી મેળવવી બની શકે તેટલી ઉંચામા ઉંચી કેળવણી–જ્ઞાન–એ મનુષ્યનો પહેલો હક અથવા કર્તવ્ય છે'

---

'વ્યક્તિત્વનો વિકાસ કરે તેજ કેળવણી'

---

'The aim of education should be to teach us rather how to think than what to think–rather to improve our minds so as to enable us to think for ourselves than to load the memory with the thoughts of others'

(James Beattie)

અર્થ—'કેળવણીની નેમ આપણે શુ વિચાર કરવો તે કરતા કેવી રીતે વિચાર કરવો તે શીખવવાની છે–બીજી વ્યક્તિઓના વિચારોથી આપણી સ્મરણશક્તિનો બોજો વધારવો તે કરતા આપણી પોતાની મેળે સ્વતત્ર રીતે વિચાર કરી શકીએ એવી રીતે આપણી મગજશક્તિને સુધારવાની છે'

---

'Some guardians anxiously enquire whether their boys have finished a particular book or books Now, is knowledge acquired when we understand what we study or by merely finishing a book? A child may swallow a maund of victuals, but if he cannot digest and assimilate the food, will he gain in muscle and bone? On the other hand, he may have a frugal repast, but if it is changed into blood, will he not grow physically strong? Similarly a boy may finish only a third of a book during a year, but if he has thoroughly grasped it, he is much better off than a boy who has nominally gone through a score of volumes It is ideas, not words that illumine the mind, it is truth, not sounds that the intellect feeds on'

અર્થ—'ઘણા માબાપો પોતાના છોકરાઓએ અમુક ચોપડી અથવા ચોપડીઓ પૂરી કરી કે કેમ તે જાણવા ઇચ્છે છે હવે, આપણે અભ્યાસનો વિષય બરાબર સમજીએ તો કે અમુક ચોપડીઓ માત્ર પુરી કરીએ તો જ્ઞાન પ્રાપ્ત કર્યું કહેવાય? બાળકને મણ ખોરાક અમુક વખત દરમ્યાન ખવડાવવામા આવે પણ જો તે ખાધેલુ અનાજ બરાબર પચાવી ન શકે તો તે પુષ્ટ અને બળવાન્ કેવી રીતે થશે? તે કરતા તેને થોડુ ખવડાવવામા આવે પણ તે ખોરાક, તેનુ લોહી બને તેવી રીતે, પાચન થાય તોજ તેનુ શરીર ખરી રીતે મજબુત અને બળવાળુ થશે તેવી રીતે એક વરસમા છોકરો એક ચોપડીનો માત્ર ત્રીજો ભાગજ પૂરો કરે પણ જો તેની મતલબ

બરાબર અને સારી રીતે સમજ્યો હશે તો તેનો અભ્યાસ જે છોકરાએ ઘણી ચોપડીઓ માત્ર નામની પૂરી કરી હશે તેના કરતાં વધુ સારો અને ચઢીઆતો ગણાશે શબ્દો નહીં પણ વિચારો મનને પ્રકાશિત કરે છે, અવાજો નહીં પણ સત્ય બુદ્ધિને પોષે છે

---

'Moreover we should never lose sight of the truth that by far the most important duty of the educator is not to impart knowledge but to train and develop the various faculties of a boy, so that when he grows up he may be able to face difficulties and apply his mind to the problems as they arise in daily life

There is yet a nobler work to be done by the teacher He is to try to remove partially, if not wholly, the defects in his pupils, and to feed, encourage and invigorate the peculiar aptitude of each student May be that one of these possesses the potentialities of a scientist, that another loves philosophical speculation, the third is born to be a leader of men, and the fourth has the gift of a mechanic Now the teacher and the parent should work together to nourish and strengthen the various gifts and so fulfil the Divine purpose in their boys '

અર્થ—'આપણે કદી ભૂલી ન જવુ જોઇએ કે કેળવણી આપનારનુ સૌથી અગત્યનુ કાર્ય વિદ્યાર્થીને જ્ઞાન આપવાનુ નહી પણ તેની જુદી જુદી શક્તિઓને કેળવી તેમનો વિકાસ કરવાનુ છે, જેથી તે પુખ્ત વયનો થાય ત્યારે મુશ્કેલીઓ પ્રાપ્ત થતા તેમને પહોંચી વળવાને શક્તિ ધરાવે અને દરરોજના જીવનમા જુદા જુદા ઉપસ્થિત થતા સવાલો ઉપર પોતે સ્વતત્ર રીતે વિચાર કરી શકે

શિક્ષકે આ કરતા પણ વધુ ઉંચુ કાર્ય કરવાનુ છે તેણે પોતાના શિષ્યોની બધી નહી તો થોડી પણ ખામીઓ દૂર કરવા પ્રયત્ન કરવાનો છે, અને દરેક શિષ્યની ખાસ નૈસર્ગિક વલણને પોષવાનુ, સહાય કરવાનુ અને દૃઢ બનાવવાનુ છે એ બનવાજોગ છે કે એક વિદ્યાર્થીની કુદરતી વલણ વિજ્ઞાનના વિષય તરફ હોય, બીજાને તત્ત્વજ્ઞાનનો વિષય ખાસ પસદ હોય, ત્રીજો નેતા તરીકે કાર્ય કરવાની કુદરતી શક્તિ ધરાવે અને ચોથાનો ખાસ શોખનો વિષય યત્ર અથવા સચાની વિદ્યાનો હોય આવા દાખલાઓમાં

શિક્ષક અને માબાપનુ સાથે મલીને કર્તવ્ય વિદ્યાર્થીની ઈશ્વરી બક્ષીસ રૂપી નૈસર્ગિક શક્તિઓને પોષી તેમને ખીલવવાનો છે, જેથી બાળકોને જુદી જુદી માનસિક શક્તિઓ આપવાનો ઈશ્વરી હેતુ પાર પડે '

---

'Let us make a serious attempt to train our boys from the very outset of their scholastic life in reading the book of nature, let them be taught to gather information as far as possible by observation, let them know that they come to school to learn how to become authors rather than superficial readers '

( Mr B Animananda )

અર્થ—'છોકરાઓને ભણાવવાનુ શરૂ કરવામા આવે ત્યારથીજ તેમને કુદરતના પાઠો વાચતા શીખવવામા આવે એવો આપણે કાળજીપૂર્વક પ્રયત્ન કરવો બની શકે ત્યા સુધી તેમને પોતાના નિરીક્ષણથી દરેક બાબતની માહીતિ મેળવતા શીખવવુ જોઇએ તેમને બરાબર સમજાવવુ જોઇએ કે તેમને નિશાળે માત્ર વાચવાનુ શીખવા નહી પણ નવા અને સ્વતત્ર વિચારો ઉપજાવતા શીખવા માટે મોકલવામા આવે છે '

---

'Our education should be in full touch with our complete life, economical, intellectual, æsthetic, social and spiritual '

( Dr Tagore )

અર્થ—'આપણુ શિક્ષણ આપણા આખા જીવન સાથે–આર્થિક, માનસિક, સૃષ્ટિસૌંદર્યને લગતા, સામાજીક અને આધ્યાત્મિક જીવન સાથે સપૂર્ણ સબધ ધરાવતુ હોવુ જોઇએ '

---

'True education is to realise at every step how our training and knowledge have organic connection with our surroundings '

( Dr Tagore )

અર્થ—'દરેક વખતે આપણુ શિક્ષણ અને જ્ઞાન આપણી આજુબાજુના સજોગો સાથે કેવી રીતનો સબધ ધરાવે છે એનો વિચાર અને અનુભવ કરવો એજ ખરી કેળવણી છે '

---

'In education the most important factor must be the inspiring atmosphere of creative activity '

( Dr Tagore )

અર્થ—'ઉત્પાદક શક્તિ—સ્વતંત્ર રીતે વિચાર અને કાર્ય કરવાની શક્તિ—નુ ઉત્સાહ અર્પતું વાતાવરણ એ કેળવણીમા સૌથી અગત્યની બાબત છે.'

---

'Education can only become natural and wholesome when it is the direct fruit of a living and growing knowledge '

( Dr Tagore )

અર્થ—'જયારે કેળવણી પ્રત્યક્ષ અથવા ખરા અને વધતા જતા જ્ઞાનનુ પરિણામ બને ત્યારેજ તે યોગ્ય અને લાભકારક કેળવણી ગણાય '

---

'They ( our present Indian students ) never have intellectual courage, because they never see the process and environment of these thoughts which they are compelled to learn – and thus they lose the historical sense of all ideas, never knowing the perspective of their growth '

( Dr Tagore )

અર્થ—'આપણા હાલના હિંદી વિદ્યાર્થીઓ માનસિક હિંમત ધરાવતા નથી તેનુ કારણ એ છે કે જે વિચારો તેમને શીખવાય છે તે વિચારોની ક્રિયા અને આજુબાજુની બાબતોનો અનુભવ તેમને કરાવવામા આવતો નથી અને તેથી તે વિચારો કેવી રીતે વૃદ્ધિ પામે છે તે જાણી ન શકવાથી તે વિચારોના પૂર્વાપર અર્થના જ્ઞાનથી તેઓ અજ્ઞાન રહે છે '

---

'Education must be character–building '

અર્થ—'શિક્ષણ એવી રીતે અપાવુ જોઇએ કે તેથી ચારિત્ર્યનુ બંધારણ થાય '

---

'Let the taught learn himself by observation, reasoning, judgment, and self–activity '

અર્થ—'વિદ્યાર્થીએ પોતાના અવલોકનથી, તુલનાથી, અનુમાનથી અને પોતાની મહેનતથી દરેક બાબત શીખવી જોઇએ '

---

'Without training sound judgment becomes impossible '

( Prof Bain )

અર્થ—'કેળવણી વગર પુખ્ત વિચાર અશક્ય છે '

---

'The object and ambition of the student should be to learn thoroughly, to do things well for the sake of doing them well '

અર્થ—'વિદ્યાર્થીની નેમ અને આકાક્ષા દરેક ચીજ સપૂર્ણ રીતે શીખવાની, દરેક કામ સારી રીતે થાય તેટલા માટેજ સારી રીતે કરતા શીખવાની હોવી જોઇએ '

---

'Mental culture should be the chief end of University training I do not say that University should not teach law or medicine or engineering but this ought not to be the principle aim of a University course '

A liberal education does not indeed teach a man the peculiar business of any calling but it fits him to perform justly, skilfully and magnanimously all the offices both private and public '

( Dr Rash Behari Ghose )

અર્થ—'યુનીવરસીટીની કેળવણીની મુખ્ય નેમ માનસિક કેળવણી આપવાની હોવી જોઇએ તેથી હુ એમ નથી કહેતો કે યુનીવરસીટીએ કાયદા, વૈદકશાસ્ત્ર અથવા ઇજિનીઅરીગનુ શિક્ષણ ન આપવુ પણ તે યુનીવરસીટીના અભ્યાસક્રમની મુખ્ય મતલબ ન હોવી જોઇએ

માનસિક કેળવણીનો હેતુ માણસને ધધા અથવા ઉદ્યોગનુ જ્ઞાન આપવાનો નથી પણ ખાનગી અને જાહેર કાર્યો યોગ્ય રીતે, કુશળતાથી અને ઉચ્ચ હેતુપૂર્વક કરવાને લાયક બનાવવાનો છે '

---

'The creation of a new thought power by a new combination of truths—it is this which makes me urge that all the elements in our own culture have to be strengthened not to resist the western culture, but truly to accept and assimilate it, and use it for our food and

not as our burden, to get mastery over this culture, and not to live at its outskirts as the hewers of texts and drawers of book-learning'

( Dr Tagore )

અર્થ—'નવા સત્યોની મદદથી નવી અથવા સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ પ્રાપ્ત કરાય તે હેતુથી પાશ્ચાત્ય જ્ઞાનના લાભો ખોઈ ન દેતા તે પૂરે પૂરી રીતે સ્વીકારાય અને સમજાય, તેનો માત્ર બોજા તરીકે નહીં પણ આપણા જ્ઞાન અને વિકાસ માટે ઉપયોગ થાય, અને પુસ્તકોરૂપી લાકડા કાપનારા અને પુસ્તકોમા રહેલી વિદ્યારૂપી પાણી ખેંચનારા તરીકે તે વિદ્યા ઉપર ઉપરથી ન મેળવતા તે ઉપર પૂરો કાબુ મેળવાય એવી રીતે આપણા જ્ઞાન મેળવવાના બધા સાધનો ગોઠવવાની જરૂર છે એ મારે ભાર મૂકીને કહેવુ જોઇએ'

---

'I have to give utterance to a truism and say with profound seriousness that music and the fine arts are amongst the highest means of national self-expression without which the people remain inarticulate'

( Dr Tagore )

અર્થ—'નિર્વિવાદ સત્ય તરીકે અત્યત ગાંભીર્ય સાથે મારે કહેવુ પડશે કે સગીત અને કળાઓ દરેક દેશનો આત્મભાવ દર્શાવવાના સૌથી ઉંચા સાધનો, જે વગર પ્રજા મૂગી રહે છે, તેમાના બે છે'

---

'ભાષા એ પ્રત્યેક પ્રજાની સસ્કૃતિનુ માપ છે'

---

'Its ( of a University ) main object is not to enable a member of young men to pass a number of examinations, nor simply to impart to them a certain amount of information on a large number of subjects Its highest function is to produce a cultivated class of men and women to teach the educated classes of a country to think on questions of all kinds, soberly, sanely and scientifically, to produce men who can take broad views of questions, who possess a high standard of intellectual

honesty and can 'see things steadily and see them whole', to foster among its members a love of learning, a love of knowledge, and a love of truth The highest function of the University as a place of education is to bring young men into close personal contact with stimulating personalites and set before them a high ideal of thought and study '

અર્થ—'વિદ્યાપીઠની મુખ્ય નેમ મોટી સખ્યાના યુવકોને ઘણી પરીક્ષાઓ પસાર કરાવવાની અથવા ઘણા વિષયોની તેમને માત્ર કેટલીક માહીતિ આપવાની નથી તેનુ (વિદ્યાપીઠનુ) સૌથી ઉંચુ કાર્ય દેશના કેળવાયેલા વર્ગોને દરેક જાતના સવાલ ઉપર ગાભીર્યપૂર્વક, ડહાપણ ભરેલી રીતે અને છેલી અને સૌથી યોગ્ય પદ્ધતિ પ્રમાણે વિચાર કરતા શીખવે એવા પુરૂષો અને સ્ત્રીઓનો કેળવાયેલો વર્ગ ઉભો કરવાનો છે, જે બધા પ્રશ્નો ઉપર વિશાળ દૃષ્ટિથી વિચાર કરી શકે, ઉંચા પ્રકારની બુદ્ધિની પ્રામાણિકતા ધરાવે અને દરેક સવાલને પૂરેપૂરો તપાસી તેનો ધીરજ અને નિશ્ચય-પૂર્વક અભિપ્રાય બાધી શકે એવી વ્યક્તિઓ ઉત્પન્ન કરવાનો છે, તેના શિષ્યોમા વિદ્યા, જ્ઞાન અને સત્ય માટે શોખ ઉત્પન્ન કરવાનો છે વિદ્યાપીઠનો કેળવણીના સ્થાન તરીકે ઉચામા ઉંચો હેતુ યુવકોને ઉચ્ચ ઉત્સાહ અને ચેતન આપતી વ્યક્તિઓ સાથે નિકટ સહવાસમા લાવી વિચાર અને અભ્યાસના ઉચ્ચ આદર્શો તેમની સન્મુખ મૂકવાનો છે

---

ઉપલી વ્યાખ્યાઓ ઉપરથી આપણુને સ્પષ્ટ જણાશે કે કેળવણી માત્ર માનસિક તાલીમ અને શિક્ષણ (mental discipline and training) માટે નહી પણ વેપારી, ઔદ્યોગિક, ધાર્મિક અને મનુષ્યજીવનના બીજા દરેક ક્ષેત્રના કાર્યોમા કુશળતા પ્રાપ્ત કરવા માટે અત્યત જરૂરી છે તેથી જો આપણે આપણી જ્ઞાતિની ઉત્તમ પ્રકારની પ્રગતિ ચાહતા હોઇએ તો આપણા જ્ઞાતિજનોમા માનસિક કેળવણી (liberal education) નો બહોળો પ્રચાર કરવાની સૌથી પહેલી આવશ્યકતા છે મારે અત્રે ભાર મૂકીને કહેવાની જરૂર છે કે હાલના દુનીઆના વધતા જતા જ્ઞાન અને કેળવણીના સમયમા આપણે આપણા જ્ઞાતિજનો યોગ્ય અને ઉંચુ સ્થાન મેળવે એવી આકાક્ષા ધરાવતા હોઇએ તો આપણી કોમની ઉચ્ચ નૈસર્ગિક શક્તિઓને બની શકે તેટલી સગીન અને ઉંચી કેળવણીની મદદથી કેળવવાની અને પ્રકાશિત કરવાની જરૂર રહેશે

"કેળવણી" શબ્દની ઉપલી વ્યાખ્યાઓ જણાવ્યા પછી મને કહેવાની જરૂર નથી કે આપણી જ્ઞાતિ કેળવણીના સગીન લાભો મેળવે તે હેતુથી આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓ માત્ર ઉંચી પરીક્ષાઓ પ્રસાર કરે તેથી આપણે સતોષ પામવાનુ નથી, જો કે અમુક દરજજે પરીક્ષાઓ પણ મગજશક્તિનો વિકાસ તપાસવા માટે ઉપયોગી સાધન છે પણ જે શિક્ષણ અને કેળવણી તેઓ મેળવે તે તેમની સ્મરણશક્તિનો માત્ર ભાર વધારનારા નહીં પણ તેમની અવલોકન, તુલના, કલ્પના અને કાયશક્તિ (observation, reasoning, creative faculty and self-activity) નો વિકાસ કરનારા અને ચારિત્ર્યનુ બધારણ કરે એવા (character-building) થાય એવી આપણે ખાસ કાળજી અને ખત રાખવાની જરૂર છે

બાળકોની કુદરતી વલણને અનુસરી માનસિક શિક્ષણ સાથે સૌંદર્ય-વિદ્યા (æsthetics) અને કળાઓ (fine arts) નુ શિક્ષણ જે ઉપર અત્યારસુધી આપણી કોમે ઓછુ લક્ષ આપ્યુ છે તે ઉપર યોગ્ય ધ્યાન અપાય એ ઇચ્છવા યોગ્ય છે

વેપારી, ઔદ્યોગિક, ધાર્મિક, અને શારીરિક આરોગ્ય સબધી કેળવ-ણીની બાબત હુ તે વિષયો હેઠળ ચર્ચીશ

## સ્ત્રી કેળવણી.

દેશ તેમ જ્ઞાતિની ઉન્નતિનો આધાર જેટલો તેના પુરૂષ શહેરીઓ અને સભ્યો ઉપર તેટલોજ તેના સ્ત્રીવર્ગ ઉપર છે કોઈ પણ દેશ અથવા સમાજનો સ્ત્રીવર્ગ જેટલો મોટો ભાગ તેના કાર્યમા યોગ્ય ભાગ લેતો ન હોય ત્યા સુધી તેની ઉન્નતિ થવી અશક્ય છે તેથી સ્ત્રીઓને કેળવણીની જરૂર નથી એમ ભાગ્યેજ કોઇ કહેશે

પોતાના વ્યક્તિત્વનો વિકાસ કરવા, મનુષ્યજીવનની સાર્થકતા સમજવા, ગૃહિણી અને માતા તરીકે પોતાના ગભીર અને મહાન્ કર્તવ્યો યથાર્થ રીતે જાણવા, પોતાના કૌટુબિક, સામાજીક, નૈતિક અને ધાર્મિક કર્તવ્યો સમજી તે કુશળતાપૂર્વક બજાવવા, અને સમાજ અને રાષ્ટ્રની ઉન્નતિ સાધવામા પોતાનુ યોગ્ય સ્થાન લેવા સ્ત્રીઓને સગીન કેળવણીની ઘણી જરૂર છે

સ્ત્રીવર્ગની કેળવણીમા તેમને ઓછા અથવા ન ઉપયોગી થાય એવા વિષયોને સ્થાને તેમને ખાસ લાભકારક જણાય એવા વિષયોનો સમાવેશ કરવો જરૂરનો છે અને તે બાબત સ્ત્રીકેળવણીના અનુભવી વિદ્વાનોએ પણ સ્વીકારેલી છે

હુ અત્રે શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી ઇન્ડીયન વીમેન્સ યુની-વરસીટી (Sreemati Nathibai Damodar Thackersey Indian Women's University) ના અધિકારીઓને બની શકે તો સ્ત્રીઓ ખાનગી

અભ્યાસ કરી પરીક્ષાઓ આપી શકે એવી યોજના કરવા માનપૂર્વક સૂચના કરીશ તે યોજનાથી હિંદુ સ્ત્રીવર્ગ જે હાલ મોટે ભાગે કેળવણીથી વિમુખ રહે છે તેને ઉંચી કેળવણી પ્રાપ્ત કરવાની તક મળશે

## વેપાર અને હુન્નર–ઉદ્યોગ.

વેપાર અને હુન્નર–ઉદ્યોગ એ આપણી જ્ઞાતિની આર્થિક આબાદી અને ઉન્નતિના મુખ્ય સાધનો છે વ્યવહારિક કુશળતા અને સાહસિકપણા માટે જાણીતી આપણી કોમના વેપાર અને હુન્નર એ ખાસ વિષયો છે ચાલુ સમયમા દુનીઆના બીજા દેશો જેવા કે ઇંગ્લાંડ, અમેરીકા, જરમની, જાપાન વિ એ હુન્નર–ઉદ્યોગ, વેપાર અને વિજ્ઞાનમા અને તેને લીધે આર્થિક આબાદીમા ઉંચી પ્રગતિ કરી છે તેનુ મુખ્ય કારણ તેમનુ વેપારી, ઔદ્યોગિક અને કાર્યની વ્યવસ્થાના વિષયોનુ ઉંચા પ્રકારનુ જ્ઞાન છે

આપણી ભાટીઆ જ્ઞાતિ અગત્યની વેપારી કોમ તરીકે પોતાનુ સ્થાન જાળવવા સાથે આપણા દેશનો આર્થિક અને ઔદ્યોગિક અભ્યુદય સાધવામા તેવી કોમ પાસે વધી રખાય એવો કિંમતી ફાળો આપવા શક્તિવાન્ થાય તે માટે આપણી કોમના વેપારી વિભાગે અને વેપારનો વિષય પસદ કરનારા યુવકોએ જુદા જુદા વેપારી, હુન્નર–ઉદ્યોગ અને વિજ્ઞાનના વિષયોનુ ઉચુ જ્ઞાન, વ્યવહારિક અનુભવ અને વ્યવસ્થા કરવાની કાબેલ્યત ( power of organization ) મેળવવાની જરૂર છે

વેપારી અથવા ઔદ્યોગિક વિષય લેવા ઇચ્છનાર યુવકોને ઉદ્દેશીને હુ કહીશ કે વેપારી અને ઓદ્યોગિક સાહસોને ફતેહમદ બનાવવા માટે તે વિષયોનુ ખાસ જ્ઞાન ( technical or professional knowledge ) જેટલુ જરૂરી છે તેટલાજ તે કાર્ય માટે પુખ્ત અવલોકન, તુલના અને નવીન વિચારોની ઉત્પાદક શક્તિ ( observation, judgment and creative faculty ) ઉપયોગી છે તે મેળવવાનુ સાધન માનસિક કેળવણી ( liberal education ) છે, તેથી તેણે ( વેપારી અને ઔદ્યોગિક ધધો લેનાર યુવકે ) પોતાની પસદગીના વિષયનુ જ્ઞાન ( technical education ) મેળવવા પહેલા સગીન માનસિક કેળવણી લેવી એ તેને ઘણા લાભની છે

વેપાર અને ધધામા સારી ફતેહ મેળવી શકાય તે માટે દરેક વ્યક્તિએ જે ધધા અથવા ઉદ્યોગ માટે તેને કુદરતી વલણ હોય તે ધધાની પસદગી કરવી ખાસ જરૂરની છે દાખલા તરીકે જે માણસને રસાયણશાસ્ત્ર અથવા સાહિત્યનો શોખ હોય તે જો વેપારનો વિષય લે તો ફતેહમદ થાય એ અસભવિત છે તેવી રીતે હુન્નર–ઉદ્યોગ માટે વલણ હોય

તે યુવકને કાયદાની અથવા બીજી લાઇન પસદ ન આવે અને તેવી લાઇનમા તેઓ ફતેહમદ ન થાય એ સ્વાભાવિક છે

આપણી જ્ઞાતિના યુવકો, તેથી, તેમને જે વિષય માટે નૈસર્ગિક વલણ હોય તે મુજબ નીચે જણાવેલી લાઇનોમાથી કોઇ પોતાને લાભકારક રીતે અને પોતાની અને જ્ઞાતિની કીર્તિમા વધારો કરે તેવી રીતે લઇ શકે —

Commerce ( વેપાર ),

Economics ( અર્થશાસ્ત્ર ),

Law ( કાયદો ),

Industries ( જુદા જુદા ઉદ્યોગો ) ઉપરાત,

Allopathic, Ayurvedic and Unani systems of medicine ( એલોપથીક, આયુર્વેદીક અને યુનાની વૈદકશાસ્ત્રો ),

Civil, Electrical, Mechanical, Textile and Marine Engineering ( સીવીલ, ઇલેકટ્રીકલ, મીકેનીકલ, વણાટ અને આગબોટને લગતુ એન્જીનીઅરીંગ ),

Sciences ( વિજ્ઞાનશાસ્ત્રો ),

Mining and Metallurgy ( ખાણોનો ઉદ્યોગ અને ખનીજ વિદ્યા )

Carding, Spinning, Weaving, Dyeing, Bleaching etc ( કાર્ડીગ, સ્પીનીગ, વીવીંગ, રગાટ ધોવાનુ વિગેરે ),

Organization and Management ( ઔદ્યોગિક સસ્થાઓની વ્યવસ્થા અને દેખરેખ ),

Banking ( શરાફી ),

Accountancy ( નામુ ),

Book-keeping, Type-writing and Shorthand ( બુક કીપીગ, ટાઇપ રાઇટીગ અને શોર્ટહેન્ડ ),

Salesmanship ( વેંચાણ ),

Journalism ( તત્રીપણુ ),

Teaching ( શિક્ષણ ),

Agriculture ( ખેતીવાડી ),

Hand-ginning, carding, spinning and weaving ( લોઢામણ, પીંજણ, કતામણ, વણાટ ) અને એવી બીજી હસ્તગત કળાઓ,

Drawing, Painting, Sculpture etc ( ચિત્ર–દોરવાનુ અને રગવાનુ અને કોતરકામ વિગેરે ),

પાશ્ચાત્ય દેશો અને જાપાનના હાલના, અને પ્રાચીન સમયમાં આપણા દેશના દાખલાઓ ઉપરથી જોઈ શકાશે કે તે દેશોની આર્થિક અને હુન્નર-કળા વિ ની ઉન્નતિના કારણોમા ઉપર જણાવેલા બધા વિષયો મહત્ત્વનુ સ્થાન ધરાવે છે

આપણી જ્ઞાતિના સ્ત્રીવર્ગે પણ ચિત્રકામ, ભરત, ગુથણ, સીવણ, કતામણ અને એવી બીજી સવલપડતી હસ્તગત કળાઓ અને ઉદ્યોગોમા ઉંચા પ્રકારનુ પ્રાવીણ્ય મેળવી પોતાના કુટુબની આર્થિક ઉન્નતિમા નમ્ર પણ કિંમતી ભાગ લેવા સાથે હિંદની કળાઓનો પુનરુદ્ધાર અને વૃદ્ધિ કરવામા મદદકર્તા થવા પ્રયત્ન કરવો આવશ્યક છે

## ધર્મ.

**'ध्रियते अनेन इति धर्मः ।'**

અર્થ—'જેથી આપણાપણુ જળવાય તે ધર્મ '

---

'The aim and effort of civilization is always to maintain the supremacy of the moral faculty '

( Sister Nivedita )

અર્થ—' સામાજીક વ્યવસ્થા અથવા સુધારણાની નેમ અને પ્રયત્ન હમેશા નૈતિક શક્તિનુ ચઢીઆતાપણુ જાળવવાની છે '

---

'Dharma is the innermost nature, the essence, the implicit truth of all things '

( Dr Tagore )

અર્થ—'ધર્મ એ દરેક વસ્તુનો મૂળ સ્વભાવ, તેનુ સત્ત્વ, તેનુ નિશ્ચિત સત્ય છે '

---

'વિદ્યા મેળવવી એટલે મનુષ્યત્વ મેળવવુ જીવનની પૂર્ણતા મેળવવી એ ઉપયોગી કામ છે બીજુ બધુયે તેની આગળ ગૌણ છે, માણસના લક્ષ્યની વિશાળતા તેમજ ઉચ્ચતા, અખટ ઉત્સાહ તેમજ અજીત ઇચ્છા શક્તિ—એ સર્વમાજ ખરૂ મનુષ્યત્વ સમાયલુ છે '

( ડા ટાગોર )

'Truth, simplicity, purity, courage—all these are only so many different faces, as it were, of one central perseverance in virtue, one nuclear sincerity which makes the whole life of a man into a patient following of a

thread, an idea, which he sees within his mind This patience, this steadfastness, this sincerity, is Dharma—the substance, the self-ness, of things and of men'

અર્થ—'સત્ય, સરળતા, પવિત્રતા, નીડરપણુ—આ બધા, સદ્‌ગુણ માટેના નિશ્ચયના જુદા જુદા રૂપો છે, પોતે નક્કી કરેલા ધ્યેય અથવા સૂત્ર પ્રમાણે ધીરજપૂર્વક જીવનની પદ્ધતિ રચવાને પ્રેરતો શુદ્ધ ભાવ છે આ સબુરી, આ નિશ્ચય, આ તત્પરતા, તે ધર્મ-વસ્તુઓ અને મનુષ્યોનો મૂળ સ્વભાવ અને તત્ત્વ–છે'

---

મનુષ્ય ઈશ્વરનો અશ છે તે (ઈશ્વરના અશ) તરીકે મનુષ્યના કર્તવ્યો તે તેનો ધર્મ મનુષ્યનુ કર્તવ્ય—મનુષ્યજીવનનો ઉદ્દેશ—પોતાના સ્વરૂપનુ જ્ઞાન (knowledge of the Self) મેળવવુ અને ઈશ્વરની અનન્ય ભક્તિ, અથવા બ્રહ્મજ્ઞાન સપાદન કરવુ તેમા સમાયલા છે

દુનિઆના બધા દેશોમા હિદ એક વિષયમા પહેલુ અને સૌથી ઉંચુ સ્થાન ધરાવે છે તે વિષય તેનુ ઉપર જણાવેલુ આધ્યાત્મિક બ્રહ્મજ્ઞાન અથવા પરમતત્ત્વની ભાવના છે તેના તે અદ્વિતીય ગૌરવ સબધમા એક સુપ્રસિદ્ધ વિદ્વાન્ વ્યક્તિએ ઉચ્ચારેલા શબ્દો ઘણા અર્થસૂચક અને મનનીય છે

'Of Greece it had left a memory of Beauty, of Rome it had left a memory of Imperial Power, and of Egypt a memory of Pharoahs And what about India? India also would have left this pathetic hale of memory had it not been for the foundation of her civilization laid on the imperishable bedrock of spirituality If she had followed the mad policy of conquest and annexation of her early comrades, India would not have survived to-day as a living and potent factor, not as a hazy memory, to console the lacerated hearts steeped and intoxicated in solid materialism It was she who first attempted to proclaim that the end of all acquisitions was self renunciation and that the greatest of all victories was the conquest of self'

અર્થ—'ગ્રીસ દેશે સૌંદર્યની યાદદાસ્ત પાછળ મૂકી છે, રોમે શહેનશાહતની સત્તાનુ સ્મરણ પાછળ રાખ્યુ છે, ઇજીપ્તની યાદગીરી તેના "ફેરોઆ" (તે નામથી ઓળખાતા રાજાઓ) છે અને ભારતવર્ષનુ શુ? ભારતવર્ષની

પણ યાદગીરી આ દેશોની જેવી ઝાખી રહી હોત, જો તેની સસ્કૃતિનુ બધારણ આધ્યાત્મિક જ્ઞાનરૂપી અવિનાશી પાયા ઉપર ન થયુ હોત જો ભારતવર્ષે તેના શરૂઆતના સાથીઓની જીતો મેળવી મુલકો વધારવાની ઘેલછા ભરેલી નીતિ અખત્યાર કરી હોત તો હિંદનુ જીવન, ઝાખા સ્મરણના રૂપમા નહીં, પણ ચૈતન્યવાળા અને પ્રબળ દેશના રૂપમા કેવળ જડવાદમા ડુબેલા, મદાધ અને અર્ધદગ્ધ હૃદયો સમાધાન કરવા અત્યારસુધી ટકી ન રહ્યુ હોત તે માત્ર ભારતવર્ષનોજ દેશ છે જેણે સૌથી પહેલા દુનીઆને શીખવ્યુ છે કે બધી સપત્તિઓની નેમ ત્યાગ છે અને બધી જીતોમા મન ઉપરની જીત સૌથી મોટી છે'

હિંદના આ ચઢીઆતાપણા માટે ભગિની નિવેદિતાનો અભિપ્રાય પણ તેટલોજ ધ્યાન ખેંચનારો છે

"We shall see that if India is not dead to day, she owes her survival to the fact of her religion Religion in this sense is not superstition, it is not fear, or mythology, or the practice of penances It is living thought and belief, with their reaction in character"

અર્થ—'આપણને જણાશે જે હિંદુસ્તાન આજે એક મૃત દેશ જેવો જીર્ણ થયો નથી અને સપૂર્ણ જીવે છે તે તેના ધર્મના કારણને લીધે આ ધર્મનો અર્થ તેનો વહેમ થતો નથી તેમજ તેનુ બીકણપણુ અથવા પૌરાણિક કથાઓ, અથવા તપનુ આચરવુ એ માત્ર નથી તે ધર્મ તેના ઉંચ વિચારો અને માન્યતાને જીવનમા અમલમા મૂકવા તે છે'

આધ્યાત્મિક જ્ઞાન અથવા ઇશ્વિરની અનન્ય ભક્તિ જેવા ઉન્નત, ગહન, અને પરમ મહત્ત્વના વિષયની પ્રાપ્તિ અર્થે મનુષ્યે ઘણાજ ઉચ્ચ પ્રકારની લાયકાત (fitness) મેળવવી આવશ્યક છે **नायमात्मा बलहीनेन लभ्य** — આ આત્મા બળહીનથી પ્રાપ્ત કરાતો નથી–એ શ્રુતિનુ વાક્ય પણ પ્રભુ ભક્તિ અથવા ઉત્કૃષ્ટ બળની મુખ્ય આવશ્યક્તા દર્શાવે છે **योग कर्मसु कौशलम्**–કાર્યો કરવાની કુશળતા એ યોગછે–એ શ્રીકૃષ્ણ પરમાત્માનુ શ્રીમદ્ ભગવદ્ગીતાનુ વાક્ય ઉચ્ચ કાર્યશક્તિને યોગની ઉપમા આપી તેની જ્ઞાનના સાધન તરીકે અગત્યતા સૂચવે છે Character is spirituality–ચારિત્ર્ય તે ધાર્મિક્તા છે–અને **आचारो हि प्रथमो धर्म** એ વાક્યો પણ સદ્વર્તનને આધ્યાત્મિક જ્ઞાનની ઉપમા આપી તેનુ મહત્ત્વ પ્રતિપાદન કરે છે

ઇશ્વિરભક્તિ અથવા ઉત્તમ ચારિત્ર્યના સાધનો (prerequisites) તરીકે ઉદાર ભાવના અને વિચારોને સહાયક થાય એવી ચિત્તશુદ્ધિ (ser-

enity of the mind ), મનનો નિગ્રહ અથવા મનોબળ ( control and strength ) અને સસ્કૃતિ અથવા જ્ઞાન ( refinement and culture ) એ અનિવાર્ય ( essential ) છે

વ્યાવહારિક જીવનને ફતેહમદ બનાવવા ઉપરાત આધ્યાત્મિક જ્ઞાન માટે કેળવણી ( education )ની જરૂરીઆત તેજ મનના પ્રકાશ ( enlightenment )ના કારણને લીધે છે

આપણા શાસ્ત્રોએ સૂચવેલ યજ્ઞો, વ્રતો, વિ૦ ક્રિયાઓ ( ceremonies ) ઉચ્ચ વિજ્ઞાન ( science ) ના સિદ્ધાતો ઉપર રચાયલા આરોગ્યપ્રદ નિયમો ( practices ) છે જેનો હેતુ ઉચ્ચા પ્રકારની શારીરિક શુદ્ધિ અને માનસિક કેળવણી અને સયમ ( training and discipline ) સિવાય બીજો નથી તે સિવાય ભગિની નિવેદિતા જેવી વિદુષી અગ્રેજવ્યક્તિનો હિંદુ ધર્મની ઉચ્ચતા બાબતમાં નીચે જણાવેલો અભિપ્રાય કદી સભવિત ન થાત

"To the Hindu, religion is experience or nothing"

અર્થ—"હિંદુઓને ધર્મ અનુભવ સિવાય બીજુ કઇ નથી"

"The fruit of the tree of Hinduism are of an excellence unparalleled"

અર્થ—"હિંદુ ધર્મરૂપી વૃક્ષના ફળોની ઉત્તમતા અદ્વિતીય છે"

તેથી આપણા ઉત્તમ હિતમા તે ધાર્મિક ક્રિયાઓ અને નિયમોનો હેતુ ( significance ) સમજવા પ્રયત્ન કરવા પહેલા તેમને નકામી અથવા હેતુ વગરની રૂઢિઓ અથવા સાકડા વિચાર અને વિશાળ દૃષ્ટિની ખામી ઉપર રચાયેલા રીવાજો ગણવાની આપણે ભૂલ ન કરીએ એ ઇચ્છવાયોગ્ય છે આમ કહેવામાં મારી એ નેમ નથી જે નિરુપયોગી રીવાજો અને ક્રિયાઓ ધર્મ ગણી તેનુ આચરણ કરવુ તેમ કરવુ એ તો ધર્મથી વિરુદ્ધ અથવા વહેમ (superstition) જ ગણાશે પણ મારો કહેવાનો હેતુ એ છે કે તેવા નિયમો અને ક્રિયાઓમા જે આપણા માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વિકાસની સગીન રીતે વૃદ્ધિ કરનારા હોય તે નિયમોનુ આપણે રહસ્ય (greater meaning) સમજી તેનુ અત કરણપૂર્વક પાલન કરીએ

પરદેશગમનના સવાલ હેઠળ ચિત્તશુદ્ધિનો પ્રશ્ન રહેલો છે તેનો ઉત્તમ અને સગીન રીતે નિરાકરણ કરવાનો ઉપાય તે પ્રશ્નનુ યથાર્થ રહસ્ય ( real significance ) સ્પષ્ટ રૂપમાં જ્ઞાતિજનો સમક્ષ મૂકી તેનો તેમને પોતાને નિર્ણય કરવા દેવાનો છે કારણ કે એક વિદ્વાન્ લેખક લખે છે તેમ 'There is no solvent of error in conduct like true thought and right knowledge'—'યોગ્ય વિચાર અને ખરા જ્ઞાન જેવો વર્તનની ભૂલ સુધારવાનો બીજો ઉપાય નથી'

આપણા લૌકિક અથવા સાસારિક (worldly) કાર્યો પણ એક રીતે ધાર્મિક ક્રિયાઓ છે જેટલે દરજ્જે તે કાર્યો કરવામા આપણે આત્મશ્રદ્ધા (self confidence), પ્રામાણિકપણુ (integrity and honesty of purpose), પદ્ધતિ (method), ઉચ્ચ અને ઉન્નત ભાવના (broad views), હિંમત (courage), ઝીણવટ (precision), નિ સ્વાર્થતા (unselfishness), ખત (perseverance) વિ૰ ગુણો પ્રાપ્ત કરી આપણા મનનો નિગ્રહ અને સયમ (self-control and discipline) વધારી શકીએ તેટલે દરજ્જે તે કાર્યો નિ સશય આપણા આધ્યાત્મિક વિકાસ (spiritual evolution) ને મદદ કરનારા છે તેથી આપણી આધ્યાત્મિક ઉન્નતિ માટે આપણી સાસારિક ફરજોનુ શ્રેષ્ઠ રીતે પાલન બીજી ધાર્મિક ક્રિયાઓ જેટલુંજ અગત્યનુ છે આ સબધમા આપણા દેશના સુવિખ્યાત તત્ત્વજ્ઞાની શ્રીયુત અરવિંદ ઘોષનુ વાક્ય ઘણુ મહત્ત્વનુ જણાશે

"The religion of India is nothing if it is not lived It has to be applied not only to life, but to the whole of life"

અર્થ—"હિંદના આધ્યાત્મિક જ્ઞાનનો કઇ અર્થ નથી જો તે જ્ઞાન પ્રમાણે મનુષ્યનુ જીવન ન જીવાય જ્ઞાન માત્ર જીવનને નહી પણ મનુષ્યના સમસ્ત જીવનને લાગુ પાડવુ જોઇએ"

ઉંચુ વેદાતનુ અથવા આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવા વેદ, ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, ગીતા, શ્રીમદ્‌ભાગવત વિ પુસ્તકોનો અભ્યાસ જરૂરનો છે તે વિષયોના વિસ્તૃત અભ્યાસ માટે બીજા પુસ્તકો સાથે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના અણુભાષ્ય, તત્ત્વદીપ નિબધ, સુબોધિની વિ ગ્રથો ઘણા ઉપયોગી અને ઉત્તમ પ્રકાશ પાડનારા જણાશે ઉપલા પુસ્તકો સબધમા કેટલાક ભાઇઓ તરફથી અણગમો બતાવવામા આવે છે તે ભાઇઓને હુ માનપૂર્વક સૂચના કરીશ કે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ઉપલા અદ્વિતીય વિદ્વત્તાવાળા પુસ્તકોની અવગણના અને સપ્રદાયનો તિરસ્કાર તેઓ ન કરે એ તેમના જ્ઞાતિબધુઓ જેનો મોટો ભાગ એ પુસ્તકો તથા સપ્રદાય તરફ ઉંચા માનની લાગણીથી જુએ છે તેઓની લાગણી માટે અને માત્ર હિંદના નહી પણ દુનીઆના ઉત્તમ ધાર્મિક સાહિત્યની પક્તિમા મૂકાય એવા સાહિત્ય તરફ તેઓના અભિપ્રાયના ખરાપણા અને નિષ્પક્ષપાતપણા માટે ઇચ્છવાયોગ્ય ગણાશે

પ્રાચીન વખતથી, આપણે જોતા આવ્યા છીએ કે, વેદ, બ્રહ્મસૂત્ર, શ્રીમદ્‌ભાગવત ધર્મશાસ્ત્રો, ગીતા વિ૰ અગત્યના પુસ્તકો ઉપર જુદે જુદે સમયે જુદા જુદા આચાર્યોએ અને વિદ્વાનોએ ભાષ્યો અને ટીકાઓ

( commentaries ) લખેલા છે તેનો હેતુ તે તે સમયની પ્રજાને તે વખતની પ્રચલિત ભાષા અને શૈલીમા તે પુસ્તકોના રહસ્યો સમજાવવાનો છે તે પ્રમાણે હાલના સમયની જરૂરીઆત હસ્તલિખિત સાહિત્યની પ્રસિદ્ધિ ઉપરાત દેશના કુશળ અને જાણીતા પડિતો અને વિદ્વાનો ( scholars ) પાસે અગત્યના ગ્રથોના ભાષાતરો, ટીકા અને સારાશો ( translations, commentaries and synopses ) સસ્કૃત ભાષાનો અભ્યાસ ન કર્યો હોય એવા વાચકોના હિત અને સવલતા માટે સરલ અને ઉત્તમ ગુજરાતી અને અગ્રેજી ભાષામા લખાવી પ્રસિદ્ધ કરવાની છે

આપણા જ્ઞાતિજનોનુ જીવન ઉન્નત, ચારિત્ર્યયુક્ત અને પ્રબળ ધાર્મિક ભાવનાવાળુ બને તે હેતુથી ઉપર જણાવેલા પુસ્તકો ઉપરાત આર્ય સસ્કૃતિ અને તત્ત્વજ્ઞાન ( Aryan culture and civilization ), સનાતન હિંદુ ધર્મના મૂળતત્ત્વો ( basic principles ), યજ્ઞ, તપ, સેવા, નિત્યકર્મ વિ૦ અગત્યની ધાર્મિક ક્રિયાઓ અને નિયમો ( religious practices )ના અર્થ અને મૂળ ઉદ્દેશ ( objects and meanings ) અને નીતિ અને ધર્મ ( ethics and religion ) ના અગત્યના સૂત્રો અને સિદ્ધાતો ( maxims and principles ) ઉપર સ્વતત્ર લેખો અને નિબધો ( essays and treatises ) પણ અત્યત ઉપયોગી થશે આ ગ્રથોની પ્રસિદ્ધિની નેમ પાર પડે તે માટે તે લેખો કુશળ વિદ્વાનો પાસે અને સરલ, ગૌરવયુક્ત અને અસરકારક ભાષામા ડા રવીન્દ્રનાથ ટાગોર અને બીજા વર્તમાનકાળના નામાકિત લેખકોની હાલના સમયની કેળવણી લીધેલી પ્રજાને અનુકૂલ પડે એવી શૈલીમા લખાવાય એ ઇચ્છવા યોગ્ય છે

ચારિત્ર્યયુક્ત જીવનના ગૌરવનુ જ્ઞાન અને તત્ત્વજ્ઞાનના અભ્યાસને આગળ વધારવાની હાલના સમયની જરૂરીઆત પૂરી પાડવાનો આ ઉત્તમ ઉપાય છે શ્રીમાન્ ભાઈ લાલજી નારાણજી અને સ્વર્ગવાસી શેઠ ગોરધનદાસ સુદરદાસના ટ્રસ્ટના બીજા ટ્રસ્ટીઓ અને ધાર્મિક કાર્યો માટે સખાવત કરવા ઇચ્છનાર ભાઇઓની આ મહત્ત્વની જરૂરીઆત તરફ હુ માનપૂર્વક ધ્યાન ખેંચુ છુ

## શારીરિક આરોગ્ય.

Character, talent and muscle make men and nations
(Emerson)

મનુષ્યો અને દેશો—ચારિત્ર્ય, બુદ્ધિ, અને શારીરિક બળ—એ ત્રણના બનેલા છે

જ્ઞાતિજનોના શારીરિક આરોગ્યનો વિષય પણ આપણી જ્ઞાતિના ઉત્કર્ષ માટે કેળવણી અને ધર્મ જેટલોજ અગત્યનો છે શારીરિક આરોગ્ય અને

તદુરસ્તી વગર માનસિક કેળવણી, વેપાર વિ. સાસારિક, પારમાર્થિક અને ધાર્મિક કાર્યો અસભવિત છે આપણા શાસ્ત્રોએ પણ શારીરિક આરોગ્ય અને પવિત્રતા ( hygiene and cleanliness ) જાળવવા ઉપર તેજ હેતુથી અત્યત ભાર મૂક્યો છે

આપણા જ્ઞતિજનોના-પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોના-શરીરો આરોગ્યવાન્, દૃઢ અને કસાયલા બને તે માટે જ્ઞાતિજનોમા શારીરિક આરોગ્ય, બ્રહ્મચર્ય વિ૰ ના નિયમોના જ્ઞાનનો બહોળો ફેલાવો અને શુદ્ધ હવામા શારીરિક વ્યાયામ, કસરતો અને રમતગમતો ( *gymnastic and other physical* exercises and sports ) માટે સાધનો અને સગવડતા વધારવાની ઘણી જરૂર છે

"શારીરિક કસરતોની આપણા માનસિક વિકાસ અને ચારિત્ર્ય બધારણ ઉપર અસર" ( "Influence of sports and other open-air physical exercises on our mental development and formation of character" ) એ અને એવા વિષયો ઉપર લેખોની પ્રસિદ્ધિ જ્ઞાતિજનોના શારીરિક વિકાસ માટે ઉપયોગી થશે આ અને એવા બીજા પુસ્તકો ઉપયોગી થવાનો આધાર તે લેખોની ઉત્તમતા અને અસરકારક શૈલી ઉપર રહે છે

આપણા સ્ત્રીવર્ગના શારીરિક આરોગ્ય સબધમા ગામડાઓમા વસ્તી પ્રજા કરતા શહેરોની સ્ત્રીઓની સ્થિતિ ઘણી ઉતરતી છે જગલની ચોખી અને ખુલ્લી હવામા જુદા જુદા ઘરકામો-પાણી ભરવુ, કપડા ધોવા, રસોઈ કરવી, દળવુ વિ૰ કાર્યો-કરકસરના સાધનો થવા અને અગમહેનતનુ ગૌરવ ( dignity of manual labour ) સ્થાપવા સાથે શારીરિક તદુરસ્તી અને સગીન બળ આપનારી કસરતોની પણ ગરજ સારે છે તેવી આરોગ્ય આપનારી શારીરિક મહેનતના અથવા ખુલ્લી હવામા બીજી કસરતોના અભાવે શહેરોમા રહેતા આપણી કોમના સ્ત્રીવર્ગના શરીરો ફીક્કા, નાજુક, નબળા અને કમજોર બન્યા છે તે બાબત દરેક જ્ઞાતિજનનુ યોગ્ય લક્ષ મેળવે એ જ્ઞાતિના ઉત્કર્ષ માટે ઘણુ અગત્યનુ છે

## સામાજીક રીતરીવાજો. ( Social customs )

સામાજીક રીતરીવાજોનો ખરો અને મૂળ હેતુ જ્ઞાતિજનોની સામાજીક મૈત્રી અને સબધ દૃઢ બનાવવાનો છે તે હેતુ જળવાય એવા સમયાનુસાર ઘટતા સુધારા તે રીવાજોમા કરવાની આવશ્યકતા છે

છેલા થોડા વર્ષો થયા આપણા રીતરીવાજો નિયમ વગરના અને ઘણા ખરચાળુ થયા છે તે રીતરીવાજોના મૂળ હેતુની અવગણના કરવા અને તે

હેતુથી વિરુદ્ધ વર્તવા જેવુ છે  આપણા સામાજીક રીવાજો વ્યક્તિગત નથી પણ સામાજીક છે તેટલે દરજ્જે તે આપણી કોમની દરેક વ્યક્તિને સવલ પડે અને ભારી ન જણાય એવા હોવા જોઇએ એ બાબત આપણા જ્ઞાતિજનોએ ખાસ ધ્યાન આપવુ ઘટે છે

આપણી જ્ઞાતિમા યજ્ઞોપવીત, લગ્નાદિ શુભ પ્રસગોએ ધામધૂમ અને વૈભવ સાથે સરખાવતા તે પ્રસગોની મહત્ત્વની ધાર્મિક ક્રિયાઓ તરફ ઓછુ લક્ષ અપાતુ આપણે જોઇએ છીએ તે આપણા જેવી ધર્મપ્રિય કોમને માટે અણઘટતુ ગણાય  લગ્નાદિ શુભ પ્રસગો આનદ, વૈભવ અને ઉત્સાહના અવસરો છે પણ તે આનદ, વૈભવ વિ  વિચાર, મર્યાદા અને કળા ઉપર રચાયલા હોય તો જ તે વિવેકયુક્ત ગણાય  તેથી જ્ઞાતિના મુખ્ય અને અગ્રેસર કુટુબો રીતરીવાજોમા વિચારપૂર્વક યોગ્ય ફેરફાર અને સુધારા કરે તો બીજા જ્ઞાતિજનો તેમનુ જરૂર અનુકરણ કરે

લગ્નાદિ શુભ પ્રસગોએ જ્ઞાતિ–ઉત્કર્ષના કાર્યો માટે દરેક જ્ઞાતિજન યોગ્ય રકમ આપે એ તે પ્રસગોના માગલિકપણા અને ગૌરવને બધબેસ્તુ થવા સાથે જ્ઞાતિના સુખ અને સપત્તિમા વધારો કરનારૂ થશે

### બાળલગ્ન, કન્યાવિક્રય વિ૦ રીવાજો.

આ રીવાજો દૂર કરવાનો એકજ સગીન ઉપાય છે અને તે આપણા જ્ઞાતિજનોમા કેળવણીનો બહોળો પ્રચાર કરવાનો છે  જ્યા સુધી જ્ઞાતિજનોના મન સારી રીતે કેળવાયેલા અને સસ્કૃત ન બને ત્યા સુધી આવા ખોટા અને હાનિકારક રીવાજો બધ થવા અશક્ય છે  તેથી દરેક ખોટા રીવાજને નાબુદ કરવા માટે તેનુ ખરૂ અને મૂળ કારણ–અજ્ઞાનતા અને અભણપણુ—દૂર કરવા પ્રયત્ન કરવાની જરૂર છે

## આપણું હવેનું કર્તવ્ય.

આપણે આ ઉપરથી સારી રીતે જોઈ શક્યા છીએ કે જ્ઞાતિની પ્રગતિની મુખ્ય દિશાઓ નીચે પ્રમાણે છે —

૧ જ્ઞાતિનુ યોગ્ય બધારણ

૨ પુરૂષ અને સ્ત્રીવર્ગોની માનસિક કેળવણી

૩ વેપાર, વાણીજ્ય, હુન્નર–ઉદ્યોગ અને કળાની વૃદ્ધિ

૪ શારીરિક આરોગ્ય

૫ સામાજીક રીતરીવાજોમા યોગ્ય અને ઘટતો ફેરફાર

૬ ચારિત્ર્યયુક્ત ધાર્મિક જીવન

હવે આપણી સમક્ષ જે સૌથી અગત્યનો પ્રશ્ન ઉભો થાય છે તે ઉપલી દિશાઓમા આપણી જ્ઞાતિની પ્રગતિ માટે શુ અને કેવા વ્યાવહારિક ઉપાયો ( practical steps ) યોજવા તે છે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે હાલની આપણી જરૂરીઆતો જોતા તે કાર્યો નીચેના રૂપમા અમલમા મૂકવા ઉત્તમ જણાશે

જ્ઞાતિ–ઉત્કર્ષના કાર્ય માટે એક વાર્ષિક ફડ ઉભુ કરવુ તેની વ્યવસ્થા કરવા માટે આસરે દશથી પદર પ્રતિષ્ઠિત અને જાણીતા ભાઇઓની નેમણુક કરવી તે ફડમા દરેક ભાટીઆ વ્યક્તિને પોતાની ઇચ્છા મુજબ રકમ આ-પવા વિનવવુ એકઠી કરેલી રકમના પ્રમાણમા નીચે જણાવેલા કાર્યો અમ-લમા મૂકવા

જો આપણી જ્ઞાતિના જાણીતા અને પ્રતિષ્ઠિત સભ્યોની દેખરેખ હેઠળ તે યોજનાના ચાલુ સગીન અમલ અને વ્યવસ્થા રખાય એવી ગોઠવણ કરવામા આવે તો આપણા જ્ઞાતિજનો તરફથી જ્ઞાતિ–હિતના કાર્યો માટે કઢાયેલી મોટી રકમોની મદદ આ યોજનાને મળવા સભવ છે તેમજ હવે પછી આપણી જ્ઞાતિની ઉન્નતિના કાર્યો માટે મોટી અને નાની રકમો આપવા ઇચ્છનાર ભાઈઓ તરફથી આ યોજનાને સારો અને ઉદાર ટેકો મળે એવી દરેક વકી છે

( ૧ ) "જ્ઞાતિ–અધારણના ઉદ્દેશ અને લાભો" અને "આર્ય સસ્કૃતિના નિયમો" ( "principles of Aryan civilization" ) એ વિષયો ઉપર લેખો લખાવી અગ્રેજી અને સરળ ગુજરાતીમા પ્રસિદ્ધ કરવા

આપણી જ્ઞાતિની હાલ સૌથી અગત્યની જરૂરીઆત જ્ઞાતિજનોની કેળવણીની છે તે દિશામા નવી સ્કુલો અને કોલેજો ઉઘાડવા કરતા જ્ઞાતિના વિદ્યાર્થીઓને ઉચો અભ્યાસ કરવા શક્તિમાન્ બનાવે એવી સ્કોલરશીપ ( શિષ્યવૃત્તિ ) અથવા લોનના રૂપમા આર્થિક મદદ વધુ કાર્યસાધક, કરકસર ભરેલી અને ઉપયોગી થશે સ્કોલરશીપ અથવા લોનની રકમ વિદ્યાર્થીને સારી રીતે અભ્યાસ કરવા માટે પૂરતી થાય એવી હોય એ ઇચ્છવાયોગ્ય છે આ સ્કોલરશીપો માટે અરજી કરનાર વિદ્યાર્થીઓમાથી સૌથી લાયક વિદ્યાર્થીની ચુટણી કરવી વાજબી જણાશે એવા વિદ્યાર્થીઓ ખરી રીતે જોતા જ્ઞાતિના રત્નો છે અને તેવા વિદ્યાર્થીઓ પૂરતી મદદના અભાવે ઉચો અભ્યાસ કરવા અશક્ત નીવડે તેથી જ્ઞાતિને થતા નુકસાન કરતા વધુ નુન્સાન ભાગ્યેજ કલ્પી શકાય આ યોજનાના ઉત્તમ દાખલા તરીકે મી૦ જમશેદજી નસરવાનજી તાતાની સ્કોલરશીપોની યોજના ગણાશે

( ૨ ) સ્કુલો અને જુદી જુદી કોલેજોમા અભ્યાસ કરતા પુરૂષ અને સ્ત્રીવિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ અથવા લોનના રૂપમા આર્થિક મદદ

આપણી જ્ઞાતિની કેળવણી સબધમા હાલની પછાત સ્થિતિ જોતા દર-વર્ષે ઓછામા ઓછા અસોથી ત્રણસો વિદ્યાર્થીઓને આવી રીતે આગળ અ-ભ્યાસ વધારવા ઉત્તેજન આપવાની જરૂર છે

( ૩ ) ઉચી આશા આપતા ( promising ) યુવકોને પરદેશોમા ઉંચો અભ્યાસ કરવા માટે આર્થિક સહાયતા

સ્કુલો અથવા કોલેજો સ્થાપવા માટે રકમો આપવા ઇચ્છનાર ભાઇઓ બનારસ હિંદુ યુનીવરસીટી, ઓઝ ઇન્સ્ટીટયુટ, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી યુનીવરસીટી અથવા એવી બીજી ઉપયોગી કેળવણીની સસ્થાઓને પોતાનુ નામ જોડી તેમા અભ્યાસ કરવા ઇચ્છતા ભાટીઆ વિદ્યાર્થીઓને ફી વગર દાખલ કરવાની સરતે મદદ આપવી ઉત્તમ જણાશે તેવી રીતે મદદ આપવાથી આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓને દેશની ઉત્તમ પક્તિની સસ્થાઓમા અભ્યાસ કરવા સહાયતા આપવા ઉપરાત દેશની ઉપયોગી કેળવણીની સસ્થાઓને વધુ સગીન પાયા ઉપર મૂકવાને મદદ કરાશે

( ૪ ) નક્કી કરેલા નૈતિક અને ધાર્મિક વિષયો ઉપર ઉત્તમ લેખ લખનાર પુરૂષ અથવા સ્ત્રીસભ્યોને યોગ્ય ઇનામો

જ્ઞાતિજનોમા અને વિદ્યાર્થીઓમા ચારિત્ર્યયુક્ત જીવન, નીતિ અને જ્ઞાનનો પ્રચાર કરવા માટે આ યોજના સરલ અને ઉત્તમ જણાશે

( ૫ ) સાહિત્ય અથવા બીજા કોઈ ઉપયોગી વિષયો ઉપર ઉત્તમ ગદ્ય અથવા પદ્ય લેખ લખનાર પુરૂષ અને સ્ત્રીસભ્યને યોગ્ય ઇનામો

ખાનગી અભ્યાસ કરી ઉચા સાહિત્યના જ્ઞાનની જ્ઞાતિજનોમા વૃદ્ધિ કરવા માટે આ યોજના ઉપયોગી થશે

( ૬ ) વેપાર, હુન્નર, અને કળાઓમા ઉચા પ્રકારનુ પ્રાવીણ્ય સપાદન કરનાર પુરૂષસભ્યને યોગ્ય ઇનામ

વેપાર, હુન્નર, કળા વિ૦ મા પ્રાવીણ્ય મેળવવા અને શોધકબુદ્ધિ ( inventive or creative genius )ને વધારવાને ઉત્તેજન આપવા માટે આ પદ્ધતિ સારી જણાશે

( ૭ ) ચિત્રકામ, ભરત, ગુથણ, પીજણ, કતામણ, સીવણ વિ૦ કળાઓ અને ઉદ્યોગોમા કુશળતા મેળવનાર સ્ત્રીસભ્યોને યોગ્ય ઇનામો

સ્ત્રીવર્ગમા ઉદ્યોગ અને કળાનો પ્રચાર કરવા ઉપરાત નિરાધાર સ્ત્રીઓને જાતિમહેનતથી અને સવલતા સાથે પોતાની આજીવિકા ચલાવવાનુ આ

ઉદ્યોગો સાધન થશે આવા ઉદ્યોગોનો સ્ત્રીવર્ગમા પ્રચાર કરવા માટે આ યોજના ઘણી ઉપયોગી થશે

( ૮ ) કોમના ઉત્તમ વકતૃત્વ શક્તિ ધરાવનાર પુરૂષ અને સ્ત્રીસભ્યોને યોગ્ય ઇનામો

( ૯ ) ઉત્તમ સમાજસેવાનુ કાર્ય કરનાર પુરૂષ અને સ્ત્રીસભ્યોને યોગ્ય ઇનામ

( ૧૦ ) કેળવણી, સ્ત્રી કેળવણી, ધર્મ, સામાજીક પ્રગતિ અને વેપાર, હુન્નર, વિ૦ સબધમા જ્ઞાતિજનોને ઉપયોગી અને માર્ગદર્શક થાય એવા લેખો અને સાહિત્યની પ્રસિદ્ધિ અને પ્રચાર

( ૧૧ ) (ક) શારીરિક આરોગ્યના નિયમો સબધી સાહિત્યની પ્રસિદ્ધિ અને પ્રચાર

(ખ) શહેરોમા જ્ઞાતિજનો માટે શારીરિક વ્યાયામ અને કસરતો માટે સગવડતા

આપણા જ્ઞાતિજનોના લાભ માટે તેવી સ્થપાયેલી સસ્થાઓને, આવશ્યક હોય તો, આર્થિક સહાયતા આપવી યોગ્ય જણાશે

(ગ) આરોગ્યભુવનો ( સેનેટોરીઅમો ) અને સસ્તા ભાડાના મકાનો

મુબઈ જેવા ગીચ અને હવાઉજાસવાલા મકાનોની તગીવાલા શહેરમા આપણા જ્ઞાતિજનો માટે આવા મકાનો ઘણા જરૂરના છે આવા મકાનોની યોજના સસ્તા ભાડાના મકાનો કરતા Co opertive Housing Society (રહેઠાણો પૂરા પાડવાનુ સહકારી મડળ)ની પદ્ધતિ ઉપર કરવામા આવે એ ભાટીઆ જ્ઞાતિના સ્વમાન અને ગૌરવને વધુ બધબેસ્તુ થશે

આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે બીજા આવશ્યક અને જરૂરી ઉપાયો સાથે સરખાવતા આ બાબતે આપણા જ્ઞાતિજનોનુ વધુ ધ્યાન ખેંચ્યુ છે તે કારણથી આવા મકાનોની જરૂરીઆત સાથે ઉપર અને હવે પછી જણાવેલી બાબતો જે આપણા જ્ઞાતિજનોની ઉન્નતિ અને આબાદી માટે, વધુ નહીં તો, તેટલીજ જરૂરી છે તે બાબતો પણ આપણા જ્ઞાતિજનોનુ યોગ્ય ધ્યાન મેળવે એ જ્ઞાતિના ઉત્તમ હિતમા અત્યત ઇચ્છવા યોગ્ય છે

આ સબધમા હુ જુની હાલાઈ ભાટીઆ મહાજનવાડીના કાર્યવાહકોને તે સસ્થાના મકાનોમા ભાડુતો તરીકે ભાટીઆ ભાઇઓને રહેવાને પહેલી તક આપવા માનપૂર્વક સૂચના કરીશ

(ઘ) આપણા જ્ઞાતિજનો માટે હોસ્પીટલની સગવડતાની ઘણી જરૂર છે

હોસ્પીટલ ઉપયોગી અને લાભકારક થાય તે માટે તે છેલી ઢબ ઉપર બંધાયેલી અને ઉત્તમ સાધનો ધરાવતી ( well-equipped ) હોવી જોઇએ. તે ઉપરાંત એવી સસ્થાઓ ફતેહમદ થવા માટે સગીન વ્યવસ્થા અને ઉત્તમ દેખરેખ ( organization and supervision ) ઘણા જરૂરી છે તેથી આવી માત્ર મોટા પાયા ઉપર સ્થાપી શકાય અને જેને માટે મોટા ફંડો અને ઉત્તમ વ્યવસ્થાની જરૂર જણાય એવી સસ્થા દરેક કોમ માટે જુદી જુદી સ્થાપવામા આવે તે કરતા ઉંચ હિંદુ કોમોના લાભ માટે આપણા શહેરમા થોડા મહીના ઉપર સ્થપાયેલી સર હરકીસનદાસ નરોત્તમદાસ હોસ્પીટલને આપણી જ્ઞાતિના સભ્યો માટે તેમા ખાસ જુદી સગવડ રખાય અને તે સસ્થાની વ્યવસ્થામા આપણા પ્રતિનિધિઓ યોગ્ય ભાગ લેવાની સરતે રકમ આપવામા આવે એ વધુ યોગ્ય, કરકસર ભરેલુ અને લાભકારક જણાશે

આવી યોજના કરવાથી આપણે તે સસ્થાને વધુ સગીન પાયા ઉપર મૂકવાને મદદ આપીશુ, જે જાહેર સસ્થાને મદદ આપવાની વેપારી કોમ તરીકે આપણી જ્ઞાતિ ઉપર ફરજ રહે છે તે ઉપરાંત તેવી ઉત્તમ પાયા ઉપર મૂકાયેલી હોસ્પીટલનો આપણા જ્ઞાતિજનોને લાભ આપવા સાથે આપણે તેટલી રકમ જ્ઞાતિની ઉન્નતિના બીજા કાર્યો માટે બચાવી શકશુ

(ડ) શારીરિક વ્યાયામ, ક્રીકેટ, તરવુ, ટેનીસ, હોકી અને એવી બીજી રમતગમતો ( gymnastic and other physical sports and exercises ) મા કુશળતા બતાવે એવા જ્ઞાતિના સભ્યોને યોગ્ય ઇનામો

ઉપલી યોજના જેમા આપણી જ્ઞાતિની સગીન પ્રગતિના લગભગ બધા ઉપાયોનો સમાવેશ થાય છે તે અમલમા મૂકવા આપ બ્હેનો અને ભાઇઓ ઘટતો પ્રયત્ન કરશો તેમ કરવાથીજ આપણી જ્ઞાતિના ઉદય માટે આપણી લાગણી આપણે સાબીત કરી શકીશુ

આપણી જ્ઞાતિએ વ્યક્તિ તેમજ સમૂહરૂપે નીચે જણાવેલા વાક્યો સ્મરણમા રાખવા યોગ્ય છે —

" Only those peoples have survived and achieved civilizations who have this spirit of co operation strong in them "

( Dr. Tagore )

અર્થ—" જે પ્રજાઓ સહકાર અને સપની મક્કમ વલણ ધરાવે છે તેજ હૈયાત રહે છે અને પ્રગતિ સાધે છે "

"Love as principle, order as basis, and progress as end"

(Auguste Comte)

અર્થ—"સ્નેહ એ નિયમ, સુવ્યવસ્થા એ પાયો, અને પ્રગતિ એ નેમ"

"Strength, strength is what we want And the first step in getting strength is to uphold the Upanishads and believe that 'I am the Soul'"

(Swami Vivekananda)

અર્થ—"બળ-હૃદયબળની-આપણને જરૂર છે અને તે બળ પ્રાપ્ત કરવાનો પહેલો ઉપાય ઉપનિષદોનો આધાર લઈ 'હુ આત્મા છુ' એ માનવુ તે છે"



